પુસ્તકના ઉપજ આંધળા લુલા લંગડા અશકત મનુષ્યો
ના ગુજરાનને માટે વાપરવામાં આવશે.

# જીવ દયા.

અનાથાશ્રમ તરફથી છપાવી પ્રસિદ્ધ કરનાર.

શા. ઉત્તમચંદ કેશરીચંદ ઝવેરી. સુરત.

ધળા, લુલા, લંગડા અને અશક્ત માણસોને માટે

## વિનંતિ પત્ર.

આથી શહેરના તેમજ ગામડાંના તમામ સદ્‌ગૃહસ્થોને વિનંતી કરવામાં આવે છે કે સુરતમાં ખા. બા. અરદેસરજી કોટવાલની વાડીમાં આંધળા, લુલા, લંગડા, અને અશક્ત માણસોને માટે અનાથાશ્રમ ખોલવામાં આવ્યું છે. માટે જે જે ગૃહસ્થોની જાણમાં એવા અશક્ત માણસો હોય તેણે મેહેરબાની કરીને નીચેને ઠેકાણે મોકલી આપવા, અથવા નિચેને ઠેકાણે ખબર આપવાથી હમારો માણસ આવીને તેને તેડી જશે માટે આ આંગળી બતાવ્યાનું પણ પુન્ય સમજી બીચારા લુલા, અને અશક્ત માણસો ખાઇ પીને મોજ કરે, ઉપરાંત તેને લુગડાં લતાં પણ આપવામાં આવે છે માટે તેવા માણસોને મોકલી આપવા

ઠેકાણું રામપરાના નાકે.

રામપુરા. } ખા. બા. અરદેસર કોટવાલની વાડીમાં
વ્યવસ્થાપક અનાથાશ્રમ ફંડ—સુરત.

ધી સુરત જૈન પ્રી. પ્રેસમાં મટુભાઇ ભાઇદાસે છાપ્યું.--ખપાટીયા ચકલા.

આવો ! આવો ! અને જુઓ !

ખુશ ખબર ! ખુશ ખબર ! !

# જાહેર ખબર.

## થોડા વખતમાં પ્રખ્યાત થયલી કાપડની વખાર.

ખત્રી આતમારામ રામચંદ બદરીઆ.

સુતરાઉ, ગરમ, ફ્રેનશી, ગંજીફરાક, બટન કોલર,
ખમીશ, રેશમી ગવન વગેરે વગેરે.

## બેહદ સસ્તા ભાવથી વેચવામાં આવે છે.

ઠગાવવાની ધાસ્તી નહીં.

એકજ ભાવ **રોકડા પૈસા.** એકજ ભાવ

એક વખત મુલાકાત લેવાની ભલામણ કરવામાં આવે છે.

ઠેકાણું—સગરામપુરા મોટો રસ્તો.—**સુરત.**

# જીવદયા.



છપ્પા.

**દયા** ધર્મનું મૂળ, દયાથી દુઃખ દૂર ભાગે.
**દયા** ધર્મનું મૂળ, ગુણીજન ન એને ત્યાગે
**દયા** ધર્મનું મૂળ, એથી સંપત્તિ આવે
**દયા** ધર્મનું મૂળ, શોક તે સર્વ દબાવે
**દયા** ચિંતામણિ તુલ્યછે, એથી આનંદ થાય છે
**દયા** રાખે જન તેહ ખરે, સ્વર્ગમાંહીપૂજાય છે
દયાએ શ્રેષ્ઠખાણ, એને શું હું વખાણું
**દયા** એ શ્રેષ્ઠખાણ, વારૂ સર્વથી જાણું
**દયા** એ શ્રેષ્ઠખાણ, ઋષિઓ ખૂબ વખાણે
દયા એ શ્રેષ્ઠખાણ, રાખે તે મોજ સુમાણે
કવિઓ કાવ્યમાંહી લખે, ઉત્તમતાતે દયાતણી
દયા નદીમાં સ્નાન કર્યા થકી, શીતલતા વ્યાપે ઘણી

જેમ સાગરમાં બધી નદીઓ જઇ મળે છે, તથા હસ્તીનાં પગલાંમાં બધાંનાં પગલાં સમાઈ જાય છે, તેમ બધા ધર્મો દયામાં મળી જાય છે. ધર્મરૂપી એક વિશાળ વૃક્ષ છે. એ વૃક્ષને સત્ય, અક્રોધ, દમ, શમ, યમ, નિયમ

વગેરે પર્ણો છે, ધૃતિ, ક્ષમા, સરળતા, વગેરે ડાળીઓ છે, વિવેક એ થડ છે, અને દયા એ વૃક્ષનું મૂળ છે. કુદરતી નિયમ એવો છે કે મૂળ જો આબાદ હોય તોજ વૃક્ષ ટકી શકે. જો આપણે મૂળનેજ ઉખેડી નાંખીએ, કિંવા બાળી નાંખીએ તો વૃક્ષ કદી પણ રહી શકે નહીં. ધર્મરૂપી વૃક્ષનું મૂળ જ દયા તે દયાને દેશવટો આપ્યાથી એક પણ ધર્મ રહી શકતો નથી.

પ્રશ્ન. તમારૂં કહેવું યોગ્ય લાગતું નથી કોઈ માણસ નદીએ દરરોજ નહાવા જાય, તિલક કંઠી વગેરેને પુષ્કળ માન આપે, ભસ્મ કરે, દેવ મંદિરે જાય, માળા ફેરવે, ચાંલ્લો કરે, પ્રભુનું નામ જપે, બીજાં અનેક ધર્મોનાં કાર્યો કરે અને માત્ર એક દયા ના રાખે તો તેથી શું તે ધર્માત્મા કહેવાય નહીં.

ઉત્તર. ના, તે કદાપિ ધર્માત્મા ગણાય નહીં. દયાને છોડવાથી તેના હૃદયમાં કદી પણ ધર્મ તથા નીતિ રહેતાં નથી. સાંભળો જ્યાં સૂધી આપણામાં દયા હોય છે ત્યાં સૂધી તો આપણે જાણીએ છીએ કે જેવી રીતે પંચ મહાભુતથી આ મારૂં શરીર બનેલું, છે તેવીજ રીતે હરેક શરીર પંચ મહાભૂતથી બનેલાં છે. કોઈ મારાપર પ્રહાર કરે તો તે પ્રસંગે જેવું મને દુઃખ થાય છે તેવું પ્રાણી માત્રને દુઃખ થાય છે. પરંતુ દયાને છોડવાથી તરતજ ક્રોધ ઉત્પન્ન

થાય છે. ક્રોધથી કેટલી હાનિ થાય છે, તેને માટે ઘણાં દાખલા છે. પરંતુ બધા દાખલા ન આપતાં માત્ર એકજ દાખલો આપું છું તે સાંભળો. એક માણસ ત્રીજે માળે બેઠો બેઠો લખતો હતો. તેની સ્ત્રી નીચે હતી. તેને એક નાદાન છોકરો હતો તે બહુ રડવા લાગ્યો. તેની માએ તેને ઘણો સમજાવ્યો, પરંતુ તે રડતો રહ્યો નહી. પેલો ગૃહસ્થ જે ઉપર બેઠો બેઠો લખતો હતો તેની પ્રકૃતિ બહુજ ઉગ્ર હતી. સત્વગુણ, રજોગુણ અને તમોગુણ એવા ત્રણ ગુણો છે. સત્ત્વગુણીમાં દયા, સત્ય, ક્ષમા, અસ્તેય, ધૃતિ, શૌચ, સંતોષ વગેરે હોય છે. રજોગુણીમાં કામ, ક્રોધ, લોભ વગેરે હોય છે. કાષ્ઠ જેમ નદીમાં ઘસડાય તેમ રજોગુણી પ્રવૃત્તિ માર્ગમાં ઘસડાય છે. તમોગુણીમાં આલસ્ય, નિદ્રા, તંદ્રા વગેરે હોય છે. પેલો પુરૂષ બહુ ક્રોધી હતો. થોડો વખત તે બેસી રહ્યો. પરંતુ તે વધારે વખત શાન્તિ રાખી શક્યો નહીં. અગ્નિમાં શીતલતા કયારે હોય છે? કંટકમાં કોમલતા કયારે હોય છે? વિષમાં અમર કરવાનો ગુણ કયારે હોય છે? લવણમાં મીઠાશ કયારે હોય છે? ક્રોધીમાં શાન્તિ કયારે હોય છે? પેલા પુરૂષે કાગળ અને પેનસીલ ટેબલ પર પછાડયાં. ખુરશીને લાત મારી ફેંકી દીધી અને દાદરેથી ધબડધબડ દોડતો દોડતો આવ્યો અને પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો "ઓ રાંડ શંખણી તું આને કેમ રડાવે છે? પેલી સ્ત્રી

કહેવા લાગી હું શું કરૂં ? હું તો એને બહુ સમજાવું છું પરંતુ એ રડતો રહેતો નથી એમાં મારો શો વાંક ? તમે વગર વાંકે મને વારંવાર શા માટે ધમકાવો છો ? પેલો પુરૂષ અત્યંત ક્રોધ કરી બોલ્યો પણ તું એને ધવરાવતી કેમ નથી ? સ્ત્રી બોલી એ ધાવતો નથી તેમાં હું શું કરૂં ? આથી પેલાનો મગજ હાથથી ગયો અને તેથી તે બહુજ ક્રોધથી બોલ્યો. અરે એ શું ન ધાવે એનો બાપ પણ ધાવે બાપ. ! પેલી સ્ત્રી બોલી આશું બોલો છો ? જરા શાન્ત થઇ વિચારો. એ છોકરાનો બાપ કોણ અને તે કોને ધાવશે ? પેલા પુરૂષને તરત વિચાર આવ્યો તે બહુ પસ્તાયો. આવી રીતે ક્રોધ વિવેકને ઘસડી જાય છે. ક્રોધના આવેશમાં પિતા પુત્રને, પુત્ર પિતાને, ભાઇ ભાઇને, મિત્ર મિત્રને, સ્ત્રી પતિને પતિ સ્ત્રીને મારી નાંખે છે. તથા જ્ઞાતિ જ્ઞાતિને મારી નાંખે છે જેમ અંધ પુરૂપ દિનકરને જોતો નથી તેમ ક્રોધી મનુષ્ય સંબંધને જોતો નથી. ક્રોધથી મોહ ઉત્પન્ન થાય છે. અને તેથી સારાસાર નો લગાર પણ વિચાર રહેતો નથી. મોહથી સ્મૃતિનો નાશ થાય છે, અને તેથી હું કોણ છું, ક્યાંથી આવ્યો છું, મારૂં શું કર્તવ્ય છે, આ મનુષ્ય દેહ મને શા માટે પ્રાપ્ત થયેલો છે, હું કર્ત્તા છું કે અકર્ત્તા છું, ભોક્તા છું કે અભોક્તા છું, સુખ, દુઃખ, હર્ષ, શોક, જન્મ મરણ એ મારા ધર્મ છે કે અન્યના, બ્રહ્મથી ભિન્ન

છું કે અભિન્ન છું, એ સર્વ ભૂલી જવાય છે. સ્મૃતિના નાં-શથી બુદ્ધિનો નાશ થઇ જાય છે. જેનામાં બુદ્ધિ છે તેજ વિશ્વમાં પૂજાય છે. બુદ્ધિ વિનાની વિદ્યા કશા કામની નથી. એ માટે એક દૃષ્ટાંત આપું છું તે શ્રવણ કરો. ચાર મિત્રો હતા તે વ્યાપાર કરવા નિકળ્યા. ત્રણમાં વિદ્યા હતી, અને એકમાં બુદ્ધિ હતી. તેઓ એક ભયંકર અરણ્યમાં આવી પહોંચ્યા. ત્યાં એક મરેલા સિંહના હાડકાં પડયાં હતાં. એક મિત્રે તે હાડકાં એકઠાં કીધાં. બીજાએ માંસ અને લોહી નાંખ્યાં. ત્રીજો જીવ મૂકવા જતો હતો, એટલામાં ચોથો જે બુદ્ધિશાળી હતો તે બોલી ઉઠયો. તમે આ શું કરો છો ? જો સજીવન કરશો તો આપણું આવીજ બન્યું સમજજો. પેલા ત્રણ ગુસ્સાથી બોલી ઉઠયા. અરે મૂઢ ! તારામાં વિદ્યા નહીં તેથી તું આમ બોલે છે. અમે તો સજીવન કરીશું, પેલો બુદ્ધિશાળી મિત્ર બોલ્યો ભાઇ તમે ભલે સજીવન કરો. પરંતુ જરા થોભો. મને આ ઝાડ ઉપર ચઢી જવા દો. પેલા ત્રણ બોલ્યા ભલે તું ઝાડપર ચઢી જા. પેલો ઝાડપર ચઢી ગયો. ત્રીજા મિત્રે જેવો જીવ મૂકયો તેવોજ પેલો સિંહ ઉભો થયો અને ગર્જના કરી ત્રણે મિત્રો તરફ ધસ્યો, અને તેઓને ફાડી ખાધા. બુદ્ધિ વિનાનું જીવન વ્યર્થજ છે. હવે વિચારો કે દયાને છોડવાથી મનુ-ષ્યની કયાં સૂધી હાનિ થાય છે ? દયાને માટે આર્ય

શાસ્ત્રમાં ઘણા દાખલા આપેલા છે. માત્ર એકજ દાખલો તમને આપું છું. એક અરણ્યમાં એક વડનું ઝાડ હતું, તેના પર એક મહા દયાળુ પક્ષી રહેતો હતો. તેને એક સ્ત્રી હતી. તે પતિને પ્રભુ તુલ્ય ગણતી હતી. આવી મહા સાધ્વી સ્ત્રીથી પેલો પક્ષી અત્યંત રાજી થતો હતો. તેને ત્રણ બચ્ચાં હતાં. તેઓ માતપિતાની પૂર્ણ ભાવથી સેવા કરતાં હતાં. એક વખતે ત્રણ મુસાફરો તે ઝાડ નીચે આવી બેઠા. શિશિર ઋતુનો સમય હતો. પેલા ત્રણ મુસાફરો ટાઢથી થર થર ધ્રુજતા હતા. તેમાંનો એક બોલ્યો ભાઇઓ! હવે શું કરવું ? આપણે માર્ગ ભૂલી ગયા છીએ, ટાઢથી શરીર થર થર ધ્રુજે છે. અત્રે આપણને કોણ મદદ કરશે ? મુસાફરને આવી રીતે વાત કરતો સાંભળી પેલો પક્ષી બોલ્યો પ્રિયા ! આ ત્રણે મુસાફરો ટાઢથી થર થર ધ્રુજે છે. એઓ માર્ગ ભૂલી ગયા છે. આપણે ત્યાં અતિથિ આવ્યા છે માટે આપણે એઓની તનમનથી સેવા કરવી જોઇએ. બ્રહ્મ યજ્ઞ, પિતૃ યજ્ઞ, દેવ યજ્ઞ, ભૂત યજ્ઞ, અને નૃયજ્ઞ એ પંચ મહાયજ્ઞ કહેવાય છે. અને તે ગૃહસ્થે દરરોજ કરવાજ જોઇએ. આવું કહીને તે પક્ષી ઉડયો તે એક સળગતું લાકડું લઇ આવ્યો, અને તેને પેલા ત્રણે મુસાફરો બેઠા હતા ત્યાં નાંખ્યું. પેલા ત્રણ જણે બીજા લાકડાં તથા પાંદડાં એકઠાં કીધાં; અને તાપણું કીધું તેઓની

ટાઢ ઉડી ગઇ. એક મુસાફર બોલ્યો ભાઇઓ ભૂખથી આપણે બહુ પીડિત થઇએ છીએ માટે કાંઇ ખાવાનું શોધવું જોઇએ. પેલો પક્ષી બોલ્યો. પ્રિયા ! હવે શું કરવું ? આપણે ઘેરથી શું અતિથિ ભૂખ્યા જાય ? એમ કેમ બને ? અતિથિનું પોષણ કરવું એ ગૃહસ્થનો મુખ્ય ધર્મ છે. આપણે ત્યાં કાંઇ અનાજનો સંગ્રહ નથી આપણે થોડા થોડા દાણા વીણી લાવી પોષણ કરીએ છીએ જો આપણે અનાજનો સંગ્રહ કીધો હોત તો આ વખતે કેટલો કામ લાગત ? ચિંતા શી છે ? આ દેહ શા કામનો છે ? અંતે તો એ પડવાનોજ છે. કોટિ ઉપાયે એ રહી શકતો નથી. પરોપકારાર્થે આ દેહ અર્પણ થાય એથી બીજું રૂડું શું ? શું મારે ત્યાંથી અતિથિ પાછી જાય ? અરે ! ત્યારે તો મને ધિક્કાર છે. આમ કહી પેલો પક્ષી અગ્નિમાં કૂદી પડયો, અને પોતાનો દેહ અર્પણ કર્યો. મુસાફરોએ પક્ષીને બહાર કાઢવા બહુ પ્રયત્ન કર્યો, પરંતુ તે વ્યર્થ ગયો. તે પણ વેગથી કૂદી પડયો હતો, અને તેથી જોત જોતામાં તેનો દેહ બળી ગયો. તે દયાળુ પક્ષીની સ્ત્રીએ વિચાર કર્યો કે અત્રે અતિથિ ત્રણ છે. મારા પતિથી એઓની ક્ષુધા શાંત થશે નહીં. સ્ત્રીએ પુરૂષનું અર્ધું અંગ છે. યજ્ઞાદિ અનેક કાર્યમાં પત્ની પતિને સહાયતા આપનારી છે. મારા પતિએ જ્યારે દેહને પ્રિય ગણ્યો નહીં ત્યારે મારે આ દેહને શામાટે પ્રિય ગણવો જોઇએ. મારા

-હ અર્પણ કર્યાથી મારા પતિનો હેતુ અવશ્ય પૂર્ણ થશે. આમ કહી તે સાધ્વી સ્ત્રી પણ અગ્નિમાં કૂદી પડી અને બળી ગઇ. પેલાં ત્રણ બચ્ચાં વિચાર કરવા લાગ્યાં. પિતાના અંગમાંથી આપણે પેદા થયાં છીએ. પિતાનો ધર્મ સાચવવો એજ આપણું કર્તવ્ય છે. જ્યારે આપણાં માત પિતાએ દેહનાપરથી મમતા ઉઠાવી ત્યારે આપણે પણ આ દેહને શા માટે સાચવી રાખવો? આપણે ત્રણે કૂદી પડીશું અને તેથી આ મુસાફરોની ક્ષુધા જરૂર જતી રહેશે. આમ કહી ત્રણે બચ્ચાં કૂદી પડયાં અને બળી ગયાં. પેલા ત્રણ મુસાફરોએ તે પક્ષીઓનો આહાર કર્યો નહીં. તેઓ તો સ્તબ્ધજ થઇ ગયા. પક્ષીઓમાં રહેલી દયાની વારંવાર પ્રશંસા કરવા લાગ્યા. એ પક્ષીઓ આગલે જન્મે મનુષ્ય યોનિમાં હતાં પણ કર્મ સંજોગે આ વખતે પક્ષીઓ હતાં. દયાને લીધે તેઓ વિમાનમાં બેસી સ્વર્ગમાં ગયાં. દયા તે આવી હોવી જોઇએ. માત્ર મોઢેથી દયા, દયા, દયા, એમ બોલી ગયા તેથી શું દયા ધર્મ પાળ્યો કહેવાય ?

પ્રશ્ન. તમારા આ દૃષ્ટાંતથી મને ઘણી સારી અસર થઇ છે. દયાધર્મનું ખરૂં રહસ્ય મારા જાણવામાં આવ્યું છે. આહા ! બિચારાં આંધળાં, લૂલાં, લગડાં, બહેરાં અપંગ મનુષ્યોને માટે એક અનાથાશ્રમ ખોલવામાં આવે તો કેટલો બધો લાભ થાય ?

ઉત્તર. શું તમે જાણુતા નથી ? હાલ સુરતમાં રામપરાને નાકે આ. બા. અરદેશર કોટવાલની વાડીમાં આપણા શ્રાવક ભાઈઓ તથા મહાજનના બીજા ગૃહસ્થો તરફથી એક મહાજન અનાથાશ્રમ ખોલવામાં આવ્યો છે. અને તેમાં ઘણા આંધળા, લુલા, અને અશકત આદમીઓનું પોષણ થાય છે. તેઓને ખોરાક ઘણોજ ઉત્તમ આપવામાં આવે છે. અનાથાશ્રમની કેટલી બધી જરૂર છે એ વિષયપર કાંઇક વિવેચન કરૂં છું તે સાંભળો. મહાનિર્વાણ તંત્રમાં કહ્યું છે કે—

देयंभेषजमार्तस्य परिश्रान्तस्यचासनम् ।
तृषितस्य च पानीयंक्षुधितस्य च भोजनम् ॥

વ્યાધિથી પીડિને ઔષધ, શ્રમિત થયેલાને આસન, તૃષિતને પાણી, અને ભૂખ્યાને ભોજન આપવું.

भूमिदानात्परंनास्ति विद्यादानंततोऽधिकम् ।
औषधंपथ्यमाहारंस्नेहोऽभ्यंगंप्रतिश्रयम् ॥
दानान्येतानिदेयानिह्यनाने च विशेषतः ।
दानान्धकृपणादिभ्यः श्रेयस्कामेनधीमता ॥

ભૂમિદાનથી બીજું શ્રેષ્ઠ નથી. પરંતુ વિદ્યાદાન તેથી વિશેષ છે. ઔષધ, પથ્ય, ભોજન, આહાર તથા અભ્યંગ

કરવા લાયક ઘૃત તૈલાદિ અને આશ્રયસ્થાન એ તથા વિશેષે કરી બીજાં પણ દાન કલ્યાણને ઇચ્છનાર બુદ્ધિમાન્ પુરૂષે ગરીબ, અનાથ તથા આંધળાં આદિ અપંગોને આપવાં. કહ્યું છે કે

**जीवितेयस्यजीवन्तिदीनामित्राणिबांधवाः ।**
**सकलजीवितंतस्यआत्मार्थेकोनजीवति ॥**

જેના જીવિત વડે દીન, મિત્ર, બંધુઓ જીવે છે, તેનું જીવવું સફળ છે, કેમકે પોતા માટે કોણ જીવતો નથી? પરોપકારની કેટલી પ્રશંસા કરીએ? પરોપકારજ આ વિશ્વમાં શ્રેષ્ઠ મનાય છે. કસ્તુરીને કદી આપણે પેટીમાં પૂરીએ તોપણ તે સુગંધનો ત્યાગ કરતી નથી. પોતે તાપ ખમી વૃક્ષ નીચે બેસનારને શીતલ છાયા આપે છે. લોબાનને અગ્નિ પર નાંખીએ છીએ કિંતુ તે સરસ સુગંધ આપી આપણને મુદિત કરે છે. બટમોગરાને તોડી ગજવામાં પૂરી દઇએ છતાં સરસ સુગંધ આપી મન પ્રફુલ્લિત કરે છે. કેરી ઉપર ઘાસ નાંખી ગુંગળાવી નાંખીએ છીએ, છતાં મીઠાશ આપે છે. ચંદન વૃક્ષને બાળી નાંખીએ, છતાં સરસ સુગંધ આપી મગ્ન કરે છે. શેરડીને છોલી નાંખીએ છીએ છતાં તે મીઠાસ આપે છે. **परोपकाराय सतांविभूतयः**સત્ પુરૂષોની વિભૂતિ પરોપકારાર્થેજ હોય છે. આંધળાં લૂલાં લંગડાં

બહેરાં વગેરે અપંગ મનુષ્યને જે આશ્રય આપે છે તે પરમ સુખનો અનુભવ કરે છે. સ્વર્ગના દરવાજા તેને માટે ખુલ્લાજ રહે છે. જે પરપીડાથી દુ:ખી અને પરસુખથી સુખી રહે છે તેજ મનુષ્ય છે. બીજા તો ધમણની પેઠે મિથ્યાજ શ્વાસ લે છે. દધીચિ મુનિએ પરોપકારાર્થે પોતાનો દેહ અર્પણ કર્યો. શિબિ રાજાએ માંસ અર્પણ કર્યું. કપોત અગ્નિમાં બળી ગયો, તથા કરણ રાજાએ કવચ કુંડળ ઉતારી આપ્યાં. જો આપણે ઉંડા ઉતરીને જોઇએ છીએ, તો આપણે જેને જડ પદાર્થ માનીએ છીએ, તે પણ આપણાપર નિરંતર ઉપકારજ કરે છે. સૃષ્ટિ રચવામાં પરમેશ્વરનો હેતુજ પરો-પરોપકારાર્થે છે. જુઓ! નદી આટલું બધું પાણી રાખે છે તે શાને માટે? પરોપકાર માટેજ. ચંદ્ર શીતલતા આપી વનસ્પતિને પોષે છે તે શાને માટે? પરોપકાર માટેજ. સૂર્ય ગ્રીષ્મ ઋતુમાં પાણી ખેંચી લે છે તે શાને માટે? પરોપકાર માટેજ. ઝાડ ફલને ધારણ કરે છે તે શાને માટે? પરોપકાર માટેજ. સરોવરમાં કમલ ખીલી સુગંધ આપે છે તે શાને માટે? પરોપકાર માટેજ. જેટલા મહર્ષિઓ તથા રાજર્ષિઓ થઇ ગયા છે તેઓએ આયુષ્ પરોપકાર કરવામાંજ ગાળ્યું છે. મહાત્મા શ્રી વેદવ્યાસે મહાભારત, બ્રહ્મસૂત્ર, પુરાણો સ્મૃતિ વગેરેની રચના કરી આપણાપર કેટલો બધો ઉપકાર કર્યો છે? વસિષ્ઠે તત્ત્વજ્ઞાન આપી આપણાપર

કેટલી કૃપા કીધી છે? ઉપનિષદોએ આપણને કેવું ઉત્તમ જ્ઞાન આપ્યું છે? મનુ, યાજ્ઞવલ્કય. પરાશર, અત્રિ,યમ, વગેરેએ તથા મહાવીર સ્વામી આદિ તીર્થંકરોએ આપણને કેવો ઉત્તમ બોધ આપ્યો છે? કપિલ, પતંજલિ, કણાદ, ગૌતમ, જૈમિનિ વગેરે મહર્ષિઓ આપણને કેવું ઉંચું જ્ઞાન આપી ગયા છે. પરમ પૂજ્ય મહાગુરૂ શ્રીશંકરાચાર્યના ઉપકાર નીચે તો આપણે સદા દબાયલાજ છીએ. હરિભદ્રસુરીએ કેવું પાંડિત્ય દર્શાવ્યું છે? કવિ કાળીદાસે મેઘદૂત, કુમારસંભવ, રઘુવંશ, શકુન્તલા નાટક વગેરે ગ્રંથો લખી આપણને કેવા આનંદમાં ડૂબાવ્યા છે? બાણે કાદમ્બરી લખી આપણી બુદ્ધિ કેટલી બધી ખીલાવી છે? માઘે શિશુપાલ વધ લખી આપણાપર કેટલો બધો ઉપકાર કર્યો છે? ભારવી, દંડી, વગેરેએ આપણને કેટલો આનંદ આપ્યો છે? નહુષ, ગય, પૃથુ, દિલીપ, યયાતિ વગેરે રાજાઓએ જીવનને પરોપકાર માટેજ ગાળ્યું છે. જૈન ગુરુ હેમાચાર્યે બુદ્ધિને કેટલી ખીલાવી છે? ગરીબનું કષ્ટ જોઇ પરોપકારી મનુષ્યના અંતઃકરણમાં ઉંડી છાપ પડે છે, અને તેથી કદાચ પોતાને દુઃખ ખમવું પડે તો તેની દરકાર ન કરતાં બનતી મદદ કરવા તે ચૂકતો નથી. હે મારા ભાઇઓ! તમે જરા વિચાર કરો. તમે તમારા પૈસાનો કેવી રીતે ઉપયોગ કરો છો? મોટા મોટા વરઘોડા કાઢો છો, ગાડીમાં

મોજ કરો છો. વાડી પછાડી સમયનો મોટો ભોગ આપો છો. સ્ત્રી, પુત્ર વગેરેની મરજી સાચવવામાં પૈસાનો બહોળે હાથે ઉપયોગ કરો છો. નાચ, તમાસા, ગાયન પછાડી પૈસાને છૂટે હાથે વાપરો છો, પરંતુ આંધળાં, લૂલાં, લંગડાં અશકત મનુષ્યોને દાન આપતાં તમે કંટાળી જાઓ છો, એ આશ્ચર્ય છે. વિકરાળ કાળ ફાળ મારી જાળ નાંખી જ્યારે આપણને પકડી લેશે, ત્યારે શું સ્ત્રી, પુત્ર, ધન, ગૃહ, ઘોડા, ગાડી, વાડી, તબેલા, બગીચા, બંગલા વગેરે આપણું રક્ષણ કરશે ? શું અંતકાળે કોઇ આપણું સગું થાય છે ? અરેરે ! આ સ્વાર્થી સંસાર તરફ આપણે જરા નજર કરીએ ! લીલું ઉપવન હોય છે ત્યાં પક્ષીઓ ઉડી ઉડીને જાય છે, પરંતુ જ્યારે તે શુષ્ક થઇ જાય છે ત્યારે તરતજ તેનો ત્યાગ કરે છે. પાણીથી ભરપૂર સરોવર નિહાળી હંસપક્ષી ત્યાં ગમન કરે છે, પરંતુ જ્યારે તે શુષ્ક થઇ જાય છે ત્યારે તરતજ તેનો ત્યાગ કરે છે. જ્યાં સુધી ગર્થ હોય છે. ત્યાં સૂધી વેશ્યા સ્ત્રી માન આપે છે, પરંતુ જયારે પૈસાથી પુરૂપ ખાલી થઇ જાય છે, ત્યારે તરતજ લાત મારી કાઢી મૂકે છે. ભાનુથી ખીલેલું પદ્મ દેખી ભ્રમરઉડીને ત્યાં જાય છે. જ્યાં જુઓ ત્યાં સ્વાર્થ સ્વાર્થ ને સ્વાર્થજ છે. ભાઇઓ ! અનુભવીઓ ડંકો વગાડી કહે છે કે સ્વાર્થે નરકમાં ઘસડી જાય છે. લક્ષ્મી આકાશમાં દેખાતી વિજળી જેવી ચંચળ છે. મરણું પછી

એક બદામ પણ સાથે આવતી નથી નહુષ, માંધાતા, દિલીપ, અંબરીષ, ભરત વગેરે રાજાઓ પાસે લક્ષ્મીનો પાર નહોતો પરંતુ તેઓ સાથે એક કોડી પણ ગઇ નહીં તો શું એ લક્ષ્મી આપણી સાથે આવવાની છે ? સંસારને અસાર જાણી જે મનુષ્ય પરમાર્થ સાધે છે. તેજ વિશ્વમાં પુજાય છે. દેવતાઓ તેને નમન કરે છે. પુણ્યના બળથી તે અંતે વિષ્ણુનું પદ પ્રાપ્ત કરે છે. આટલા માટેજ અનાથાશ્રમની ઘણી જરૂર છે. કુદરતી નિયમ એવો છે કે આશ્રય વિના વેલો ચઢતો નથી. એક દડાને આપણે આકાશમાં ફેંકીએ તો તરતજ તે પૃથ્વીપર આવી પડે છે, કારણકે તેને આકાશમાં કોઇપણ જાતનો આશ્રય મળી શકતો નથી. અંતે એટલુંજ કહું છું કે પ્રેમ એજ અદ્વૈત છે. પ્રેમ એજ બ્રહ્મ છે. પ્રેમ એજ સત્ય સુખ છે. પ્રેમ એજ આનંદ છે. માટે અભેદ પ્રેમ રાખી આવા અનાથાશ્રમને બનતી મદદ આપી, જન્મ મરણના ફેરામાંથી બચી જાઓ. દયાને અંતરમાં રાખી એક મેકની સાથે સંપથી ચાલો અને પરસ્પર ક્ષમા બતાવી સાથે જોડાઇ જાઓ. સંપ ત્યાંજ જંપ છે. સંપ હોય છે ત્યાં લક્ષ્મી નિરતંર નિવાસ કરે છે. દ્વેષ એ હિંસાનું બીજ છે. જૈન શાસ્ત્ર ડંકો વગાડી કહે છે કે રાગ-દ્વેષ છોડનાર મોક્ષે જાય છે. કુસંપથી લક્ષ્મી અન્યને ત્યાં ગમન કરે છે. આ જડ શરીર હંમેશાં રહેવાનું નથી, માટે શાન્તિ રાખી ઉચ્ચ પદ પ્રાપ્ત કરવું એજ શ્રેયસ્કર છે.

# મહાજન અનાથાશ્રમ.

મા. આ. અરદેશરજી કોટવાળની વાડી, રામપુરા સુરત.

તા. ૨૦-૪-૧૨થી તા. ૩૧-૫-૧૨ સુધીનો હીસાબ.

| આવક | | ખર્ચ | |
|---|---|---|---|
| જ | | ઉ | |
| ૫૧-૦-૦ | તા૦ ૨-૫-૧૨ ને રોજે ૫૧-૦-૦ શેઠ ચુનીલાલ ડાહ્યાભાઈ વખારવાલા તરફથી. | ૯૦-૧૨-૬ | ખોરાકી ખરચના |
| | | ૧૭- ૬-૦ | છપામણી ખાતે |
| | | ૮-૧૦-૦ | બળતણ ખાતે |
| | | ૩૩-૧૧-૦ | પરચુરણ ખરચ ખાતે |
| | | ૩-૧૨-૯ | દીવા બતી ખાતે |
| ૨૦૧-૦-૦ | તા૦ ૮-૫-૧૨ ને રોજે ૨૦૧-૦-૦ શેઠ ફકીરચંદ નગીનચંદ કપુરચંદ જવેરી તરફથી. | ૩૧- ૨-૩ | કપડા ખરીદ ખાતે |
| | | ૩૨- ૬-૦ | પીતળના વાસણ ખરીદ ખાતે |
| | | ૪૦-૧૫-૩ | નવા પતરા ખરીદ ખાતે |
| | | ૨૫- ૩-૬ | નળની મજુરીના ખરચના |
| | | ૯૬- ૬-૬ | રીપેર કામ ખાતે |
| ૧૦૧-૦-૦ | તા૦ ૯-૫-૧૨ ને રોજે ૧૦૧-૦-૦ એક પારસી સદગ્રહસ્થ તરફથી રૂા.૩૦૦) કબુલેલા તેને પેટે. | ૫-૧૩-૬ | નવો સામાન ખરીદ ખાતે |
| | | ૫૮-૧૧-૩ | નોકર પગાર ખાતે |
| | | ૪૪૪-૧૫-૩ | |

મે. કાળીદાસ પુંજાભાઈ

| જ | | ઉ |
|---|---|---|
| ૫૧-૦-૦ | તા૦ ૨૨-૫-૧૨ ને રોજે | |
| | ૫૧-૦-૦ શેઠ મોરારભાઈ વીજભુખણદાસ તરફથી. | |
| ૭૦-૦-૦ | તા૦ ૨૬-૫-૧૨ ને રોજે | |
| | ૭૦-૦-૦ થીઓસોફીકલ સોસાયટીના ના. સેક્રેટરી સાહેબની મારફતે શ્વેત કમળા બાઈની ના પ્રસંગાર્થે. | |
| | તા૦ ૨૭-૫-૧૨ ને રોજે | |
| | ૧૨ મણ અનાજ શેઠ સાકરચંદ સુરચંદ હસ્તે ચાલતા ચોખટી ખાતાના ધર્માદામાંથી ચોખા મણ ૯ દાળ મણ ૩ આશરે રૂ. ૩૦) ની રકમનો. | |

જ ઉ

રા. રા. ગુલાબદાસ દુવારકાદાસ
ના મરણ પછવાડે
જમણ મોકલવામાં
આપેલું તે.

૨—૦—૦ તા૦ ૩૦—૫—૧૨ ને રોજે
૨—૦—૦ વિદ્યાર્થી સમાજ દુષ્કા
ળ નીવારણફંડ તરફ
થી હ. સેક્રેટરી સાહેબ.

૫૧—૦—૦ તા૦ ૩—૬—૧૨ ને રોજે
૫૧—૦—૦ શેઠબાલુભાઈ મુળચંદ
જવેરીની કંપની તરફથી

૪૭૭—૦—૦

# જુનની તા. ૧લીથી તે જુલાઇની તા. ૧૫મી સુધીનો હીસાબ.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૩૨-૦-૯ | ગયા માસના બાકી સીલક | ૬૪-૫-૯ | ખોરાકી ખરચ ખાતે |
| | ૩૨-૧૨-૯ ખાતે જમા. | ૧૫-૦-૦ | ઘી ખાતે |
| ૫૧-૦-૦ | તા૦ ૧૪-૬-૧૨ ના રોજે | ૩-૧૨-૦ | તેલ ખાતે |
| | ૫૧-૦-૦ શેઠ માણેકલાલ ચેલે-લાભાઇ તરફથી | ૧૧-૧૪-૦ | ચાહ તથા દુધ ખાતે |
| | | ૯-૮-૦ | બળતણ ખાતે |
| | | ૩૫-૧૧-૬ | પરચુરણ રોકડ ખરચ ખાતે |
| ૨૫૧-૦-૦ | તા૦ ૧૬-૬-૧૨ ના રોજે | ૩-૮-૦ | નવા કપડા ખાતે |
| | ૨૫૧-૦-૦ શેઠ ભીમજીભાઈ આ-સરવીરજી મુબાઇવાળા તેમના તરફથી. | ૨૬-૨-૦ | પરચુરણ સામાન ખાતે |
| | | ૧૧૧-૫-૬ | નળ તથા ફુવારા ખાતે |
| | | ૨૫-૦-૦ | મકાનના ભાડા ખાતે |
| ૧૧-૦-૦ | તા૦-૧૮-૬-૧૨ ના રોજે | ૧-૧૫-૦ | આસલેટ દીવાબતી ખાતે |
| | શેઠ ફીરોઝા એદલએ-હેરામ તેમના તરફથી | ૪-૪-૦ | છપામણી ખાતે |
| | | ૧-૦-૦ | મરણ ખાતે |
| ૧૨૭-૦-૦ | તા૦ ૧૯-૬-૧૨ ના રોજે | ૩૯-૧૦-૦ | નોકર પગાર ખાતે |
| | શેઠ યુસુફઅલી અલી-ભાઈ તેમના ધણીઆ-ણી સકીઆબાઈના તરફથી. | ૫-૧૩-૦ | છાપરા ખાતે મજુરીના |
| | | ૧-૧૩-૦ | પરચુરણ ચોપડા ખાતે |
| | | ૩૬૦-૫-૯ | |
| | | ૨૬૬-૧૧-૦ | ટ્રેઝરર સાહેબ પાસે સીલક. |
| | | ૬૨૭-૦-૯ | |

૫-૦-૦ તા૦ ૨૯-૬-૧૨ ના રોજે

૫-૦-૦ શેઠ સરૂપચંદ અભે-
ચંદ ઝવેરી તરફથી.

૧૦-૦-૦ તા૦ ૩૦-૬-૧૨ ના રોજે

૧૦-૦-૦ દેશાઇ નીઝાભાઇ ગોવ-
નજી ઉંટડીવાળા તેમના
તરફથી.

૧૦૦-૦-૦ તા૦ ૬-૭-૧૨ ના રોજે

૧૦૦-૦-૦ એક પારસી સદગૃહસ્થ
તરફથી રૂા. ૩૦૦)
કબુલેલા તે પેટે.

૧૦-૦-૦ તા૦ ૭-૭-૧૨ ના રોજે

૧૦-૦-૦ વ્યાસ કીરપાશંકર
ભગવાનજી તેમના ધ-
ણીઆણી બાઇ મહા-
લક્ષ્મીના મરણ પાછ-
ળ પુણ્યાર્થે

૩૦-૦-૦ તા૦ ૧૪-૭-૧૨ ના રોજે

૨૫-૦-૦ શેઠ કાવસજી ધનજી ભાઈ ધનભુરા તેમના તરફથી વલશાડ

૫-૦-૦ નગરશેઠ ભગવાનદાશ વીજભુખણદાશ ના તરફથી.

---

૬૨૭-૦-૯

**શેઠ ઝવેરી ઉતમચંદ કેસરીચંદ**

**દલપતરામ ઠાકોરરામ ભટ્ટ**

**ઓનરરી ટ્રેઝરર.**

**શ્રીપતરાય હુકુમતરાય શીરસ્તેદાર**

આસીસ્ટંટ કલેકટર સુરત.

**ઓનરરી ઓડીટર.**

## સખી ગૃહસ્થોએ તથા બાનુઓ તરફથી ધર્માદા અનાજ વિગેરે આવેલું તેની નામવાર યાદી.

૨) પટેલ બાલાભાઇ નાથાભાઇ તેમના
૨) તરફથી ઘઉં મણ બે ૨

પાાા શેઠ કલાણચંદ હરખચંદની દુકાન
પાાા તરફથી ઘઉંની ગુણ ૧ મ. પાાા

પાાા શેઠ દુવારકાદાશ કાળીદાશ તથા શા લક્ષ્મીદાશ ગીરધરદાશ તથા પ્રભુરદાસ જગજીવનદાશ તથા ઠાકોરદાસ પીતાંબરદાશ તેમના તરફથી ઘઉંની ગુણ ૧. મણ પાાા ની

૧) પટેલ પરભુદાશ ગંગાદાશના તરફ
૧) થી ઘઉ મણ ૧ હો. રામપુરા

૧૦) શેઠ સાકરચંદ સુરચંદ હસ્તે ચાલતા
૧૦) ના ખીચડી ખાતામાંથી ચોખા મણ ૭) તુવેરની દાળ મણ ૩) કુલ મણ ૧૦) શેઠ સોભાગદાસભાઈના મારફતે.

## સુરતના દુધવાળા સદગૃહસ્થોની માસીક મદદ આપનાર સાહેબોના નામ.

૧) સુરત રામપુરાના પાટીદાર પંચ તરફથી આશ્રમના ૨૫ માણસોને જમાડી રૂ. ૧) દુધ ખાવાને આપ્યો હસ્તે પા. નાથાભાઈ તથા વીજુભાઈ.

શેર ૧૦) શેઠ કાશીરામ મુળચંદ સુદ ૧૨ના
૧૦) પારણામાં દુધ શેર ૧૦ આપે છે.

૧૦) શેઠ નાનાભાઈ મુળચંદ સુદ ૧૫મે
૧૦) દુધ શેર ૧૦.

૧૦) શેઠ મગનલાલ ઘહેલાભાઇના તરફથી સુદ ૨) બીજના દીવસે દુધ શેર ૧૦.

૧૦) શેઠ ડાહ્યાભાઇ પુંજાભાઇ તેમના તરફથી સુદ ૩ દુધ શેર ૧૦.

૧૦) શેઠ નરોતમદાશ મનજી તેમના તરફથી વદ ૨) બીજે દુધ શેર ૧૦.

૧૦) શેઠ ઠાકોરદાશ ધનજીભાઇના તરફથી વદ અમાસને દીવસે દુધ શેર ૧૦.

૫) શેઠ કાળીદાશ અભાઇદાશ શેર ૫)

૫) શેઠ ચીમનલાલ પ્રાણજીવનદાશના તરફથી દુધ શેર ૫.

૫) પટેલ રામાભાઈ ભગાભાઈના તરફથી દુધ શેર ૫)

૫) શેઠ નારણદાસ મુલચંદ તેમના તરફથી દુધ શેર ૫)

૫) ઘાંચી ભુખણદાસ નાથુભાઇ દુધ શેર ૫)

**વિનતિ**—ઉપર લખેલા સદગૃહસ્થોએ મદદ આપી છે અને બીજા ગૃહસ્થો આપવાને કબુલ કરશે એવી વિનતિ છે અને બીચારા ગરીબોનો આશીર્વાદ લેશોજી.

# અનાથાશ્રમ.

## રામપરાને નાકે, સુરત,

આ આશ્રમ સાર્વજનિક છે અને આખા ગુજરાત પ્રાંતને માટે ગુજરાતી બોલતા અને સમજતા આંધળા, લુલા, પાંગળા અને અશકત માણસોને માટે સ્થાપવામાં આવ્યું છે. આ ગરીબ લોકોને આવા તાપના સમયમાં ટાઢમાં અને વરસાદમાં માગી લાવીને પુરૂં કરવાને માટે ઘણો શ્રમ વેઠવો પડે છે એ સર્વ દયાજનક ગૃહસ્થો કબુલ કર્યા વિના રહેશે નહીં. આ મહા દુ:ખમાંથી આ બાપડાઓને ઉગારવા એ આપણો ધર્મ છે. તે ઉપરથી તા. ૨૦ એપ્રીલ ૧૯૧૨ અને વૈશાખ સુદ ત્રીજે અત્રેના જાણીતા પરોપકારી ઝવેરી ગૃહસ્થોના પ્રમુખ પણા નીચે એ આશ્રમ સ્થાપવામાં આવ્યું છે. જેમ જેમ જાણ પડશે તેમ તેમ એ આશ્રમનો ઉપયોગ ઘણો થવાનો સંભવ છે. દરેક વાતે મનુષ્યે જીંદગી જે રીતે ગુજારવી જોઇએ તેવાં સઘળાં સાધન એ બાપડાંઓને પુરાં પાડવામાં આવશે અને જાણે પોતાનાજ ઘરમાં વસેલાં છે એવું એ લોકોને ભાન કરાવવામાં આવશે અને દુ:ખમાંથી નીકળી સુખમાં આવ્યાથી ઇશ્વરનું નામ લઇ શકવાને ભાગ્યશાળી થશે તો આવતો ભવ સુધરવાનો સંભવ છે. માટે આગ્રહ પૂર્વક વિનંતી કરવાની કે દરેક ધાર્મિક ગૃહસ્થ તથા બહેનો આ કામ પોતાનું સમજી અને આપણે મનુષ્યો એકજ ઇશ્વરના પિતાના બચ્ચાં છીએ અને ઇશ્વર કુટુંબી છીએ એમ સમજી જે પોતાથી બની શકે એવો આશરો આપવા ચુકશે નહિ

એ ખાતાંનો ત્રિમાસિક હીસાબ છપાશે અને મદદ કરનાર ગૃહસ્થોમાં વહેંચવામાં આવશે.

આ ખાતાંને દરેક પ્રકારની મદદ મળે તે મેળવવા માટે મે. કાળીદાસ પુંજાભાઇને નીમ્યા છે. માટે તેઓની પાસેથી છાપેલ રસીદ લઇ બનતી મદદ આપવી અને તે એ ખાતાંને પુગશે. મદદ આપનારના નામ ત્રીમાસીક હીસાબમાં છપાશે અને પોંચ મુંબઇ, સુરત તથા દેશાવર ખાતાના ન્યુસપેપર દ્વારે સ્વીકારવામાં આવશે.

જે ગ્રહસ્થને કોઇપણ જાતની ભેટ આપવી હોય તે ગ્રહસ્થે સેક્રેટરી સાહેબ ડા. ડી. જે. એદલબેહરામને નામે મોકલવા કૃપા કરવી.

લી० સેવકો

રા. રા. ચુનીભાઇ ડાહ્યાભાઇ વખારવાળા.

ડી. જી. એદલબેહરામ.

